9 મેં બધાં ઈંડાં મેળવ્યાં (લીધાં)? No, you, have not got all the eggs. ના, તમે બધાં ઈંડાં લીધાં નથી.

10 સોનાના મોટા ઈંડાં ઉપર "L" લખો.

11 તેના બધા છોકરા ઉપર "S" લખો અને મોટા છોકરા ઉપર "L" લખો.

12 તેનો છોકરો ખુશ થયો છે? Yes, his son is glad. હા, તેનો છોકરો ખુશ થયો છે.

13 મરી ગયેલા માણુસ ઉપર "D" લખો.

14 આ માણુસનું ગધેડું મરી ગયું છે. તે ખુશ છે? No, this man is not glad.

Say (સે) *v.* કહેવું.

Says (સેઝ્) કહે છે. ( ત્રીજો પુરૂષ એકવચન )

Said (સેડ્) કહ્યું (Sayનો ભૂતકાળ)

Shall (શૅલ) ભવિષ્યકાળ બનવા માટે વપરાય છે.

તેનો છોકરો શું કહે છે? તે કહે છે કે, "હું વાર્તા વાંચીશ." બાપ કહે છે કે "કયી વાર્તા?" છોકરાએ કહ્યું, "હું સોનાનાં ઈંડાંની વાત વાંચીશ." બાપે કહ્યું, "હા, તમે વાંચો."

| સવાલ | જવાબ |
|---|---|
| What did the son say? છોકરાએ શું કહ્યું? | The son said 'I shall read the story of golden eggs.' છોકરાએ કહ્યું, 'હું સોનાનાં ઈંડાંની વાત વાંચીશ.' |
| What did his father say? તેના બાપાએ શું કહ્યું? | His father said, 'Yes, you shall read that story. |

વાક્યો.

This egg is not made of gold.

This hen is made of gold.

This man's father was dead.
This woman's sons were not glad,
Tom has got all the eggs.
The man has not got all the eggs.
This woman did not get all the eggs.
The man had found a golden egg in the field.
The woman had seen a dead man.
I say, 'We shall read this story.'
He said, 'We shall read that story.' વગેરે.

## વાર્તા.

## સોનાનાં ઈંડાં.

A—1 માણસ પાસે કેટલી મરઘીઓ હતી ?
એક માણસ હતો. તેની પાસે એક મરઘી હતી. *One hen.*

2 મરઘી પાસેથી તેણે કેટલાં ઈંડાં મેળવ્યાં ?
તે મોટી મરઘી હતી, માણસે તેની પાસેથી કંઈ ઈંડાં મેળવ્યાં નહિ. *No eggs,*

3 મરઘીની ઝુંપડીમાં માણસને શું જડયું ?
એક દિવસે મરઘીની ઝુંપડીમાં એક ઈંડું હતું. તે મોટું ઈંડું હતું. તે સોનાનું બનેલું હતું. માણસને મરઘીની ઝુંપડીમાંથી સોનાનું ઈંડું જડયું. *A golden egg.*

B—1 માણસે શું કહ્યું ?

માણસ ખુશ થયો. તેને સોનાનું ઈંડું મળ્યું. તેણે કહ્યું, "મને સોનાનું ઈંડું મળ્યું છે." *I have got a golden egg.*

2 માણુસે ઈંડાંને શું કર્યું?
માણુસે તેના મકાનની પાસે ખેતરમાં એક કાણું કર્યું. તેણે કાણામાં ઈંડું સંતાડયું. *He hid the egg in the hole.*

3 માણસને કેટલાં ઈંડાં મળ્યાં?
માણુસને સોનાનું ઈંડું જડયું. તેણે તેને કાણામાં સંતાડયું. માણુસને સોનાનું ઈંડું જડયું. માણુસે ત્રણ સોનાનાં ઈંડાં મેળવ્યાં. તે બધાં સોનાનાં બનેલાં હતાં.
The man had got three golden eggs.

C—1 દસ દિવસમાં માણુસને કેટલાં ઈંડાં મળ્યાં?
એક દિવસમાં માણુસને એક ઈંડું મળ્યું. ત્રણ દિવસમાં તેને ત્રણ ઈંડાં મળ્યાં. દસ દિવસમાં તેને દસ ઈંડાં મળ્યાં; અને બધાં ઈંડાં સોનાનાં બનેલાં હતાં.
*In ten days he got ten eggs.*

2 માણુસે તે બધાં ઈંડાંનું શું કર્યું?
માણુસ પાસે દસ સોનાનાં ઈંડાં હતાં. તેના ઘરની પાસે એક ખેતર હતું. તેણે ખેતરમાં કાણું કર્યું અને બધાં દસે સોનાનાં ઈંડાં કાણામાં સંતાડયાં.

3 માણુસે કહ્યું, 'મરઘીમાં એક મોટું સોનાનું ઈંડું છે.'
(There is a large golden egg in the hen.)
એક દિવસે માણુસે કહ્યું, "એક દિવસમાં મને એક ઈંડું મળ્યું; ઘણા દિવસમાં મને ઘણાં મળશે. મરઘીમાં એક મોટું સોનાનું ઈંડું છે. હું તે મોટું ઈંડું શોધી કાઢીશ; અને હું એક દિવસમાં બધાં ઈંડાં મેળવીશ."

D—1 માણુસે મરઘીને શું કર્યું?
માણુસે મરઘીને પકડી અને મરઘીમાં કાણું કર્યું. *The man made a hole to the hen.*

2 માણુસને મરઘીમાંથી ઈંડું જડયું ?
મરઘીમાં મોટું ઈંડું નહોતું. માણુસને મરઘીમાંથી ઈંડું જડયું નહિં. મરઘીમાં ઈંડું નહોતું.
*The man did not find an egg in the hen.*

3 મરઘીમાંથી માણુસને ઈંડાં મળ્યાં ?
મરઘી મરી ગઇ હતી. માણુસને ઈંડું અને સોનું મળ્યું નહિ.
*The man got no eggs.*

---

## Lesson-19

### પાઠ-૧૯

Bears (બેર્સ) *n.* રીંછો.
Bear (બેર્) *n.* રીંછ.
Big (બિગ) *a.* મોટું.
Little (લિટલ્) *a.* નાનું.
Go (ગો) *v.* જવું.
Goes (ગોઝ્) *v.* જાય છે. (ત્રીજો પુરૂષ એકવચન).
Went (વૅન્ટ્) *v.* ગયા.
Gone (ગૉન્) *v.* go ક્રિયાપદનું ભૂતકૃદંત. (go નો ભૂતકાળ.)
Boy (બૉય) *n.* છોકરો.
Saw (સૉ) *v.* જોયું "See" નો ભૂતકાળ.
Table (ટેબલ્) *n.* મેજ.
Bite (બાઇટ) કરડવું. બચકું ભરવું.
Bit (બિટ્) *v.* કરડયું (Bite નો ભૂતકાળ).
Bitten (બિટન્) *v.* Biteનું ભૂતકૃદંત.
A bit (એ બિટ્) *n.* કકડો.
Of (ઑફ્) *Prep.* નો, ની, નું. છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય.
Forest (ફૉરેસ્ટ્) *n.* જંગલ. વન.
Bread (બ્રેડ્) *n.* ભાખરી, રોટલી.

જવાબ આપો:—

1 તમે છોકરા છો ? Yes, I am a boy. હા, હું છોકરો છું.
2 (a) તમે મોટા છોકરા છો ? No, I am not a big boy.
ના હું મોટો છોકરો નથી.

(b) તમે નાના છોકરા છો? Yes, I am a little boy.

હા, હું નાનો છોકરો છું.

કરો અને કહોઃ—

4 દરવાજા પાસે જાઓ—હું દરવાજા પાસે ગયો છું.

હું દરવાજા પાસે ગયો.

4 મેજ પાસે જાઓ—હું મેજ પાસે ગયો છું. હું મેજ પાસે ગયો.
શિક્ષક પેન, પેન્સીલ, અને તેમનો હાથ ઉંચો કરે છે, અને પછી મૂકી દે છે.

5 તમે શું જુઓ છો? હું પેન જોઉં છું, હું સીસાપેન જોઉં છું, હું તમારો હાથ જોઉં છું.

કરો અને કહોઃ—

6 (a) તમારી પેન ન કરડો. મેં મારી પેનને કરડી, મેં મારી પેનને કરડી છે.

(b) તમારી સીસાપેન કરડો. મેં મારી સીસાપેન કરડી, મેં મારી સીસાપેન કરડી છે.

7 આ કાગળનો કકડો છે. કાગળનો કકડો મેજ પર મૂકો. કાગળનો કકડો તમારા હાથમાં મૂકો. કાગળનો કકડો મારા હાથમાં મૂકો. કાગળનો કકડો પેલા છોકરાના હાથમાં મૂકો. કહો તમે શું કરો છો.?

I put a bit of paper on the table. In your hand. વગેરે.

8 આ નાનો કાગળનો કકડો પેલા નાના છોકરાના હાથમાં મૂકો. આ મોટો કાગળનો કકડો પેલા છોકરાના હાથમાં મૂકો.
( કહો તમે શું કરો છો? )

I put this little bit of paper in that big boy's hand.

I put this big bit of paper in that little boy's hand.

## વાક્યો.

The big bear saw a man in the forest.
The big bear bites a boy in the forest.
The big bear has bitten a bear.
The boy goes to the forest.
The bear went to the forest.
The big boy saw a little bread on the table.

## વાર્તા.

A—1 નાના છોકરાનું ઘર ક્યાં હતું? એક માતા હતી. તેને એક છોકરો હતો. છોકરો નાનો બાળક હતો. માતા અને નાના છોકરાને(નું) મોટા વન આગળ ઘર હતું. *The little boy had a house near a large forest.*

2 માતાએ છોકરાને શું કહ્યું ?
માતાએ છોકરાને કહ્યું, "જંગલમાં જઇશ નહિ." છોકરાએ કહ્યું. "શા માટે?" *Do not go into the forest.*

3 તેણે આ શા માટે કહ્યું ?
તેની માએ કહ્યું, "જંગલમાં રીંછ છે." છોકરાએ કહ્યું "નાના છોકરાઓને રીંછ શું કરે છે?" *There are bears in the forest.*

4 રીંછ છોકરાઓને શું કરે છે ?
છોકરાની માએ કહ્યું, "રીંછ નાના છોકરાઓને કરડે છે, જંગલમાં જઇશ નહિ." *Bears bite little boys.*

B—1 છોકરાએ શું કહ્યું "જંગલમાં રીંછ નથી. રીંછ નાના છોકરાઓને કરડતા નથી. હું જંગલમાં જઇશ" The boy said "*There are no bears in the forest. Bears do not Bite little boys. I shall go into the forest.*"

2 તેણે જંગલમાં શું જોયું ?
છોકરો જંગલમાં ગયો. તે જંગલમાં ઘણો દૂર ગયો. તેણે ઝુંપડી જોઈ. *He saw a hut.*

3 તેણે ઝુંપડીમાં શું જોયું ?
ઝુંપડીનું બારણું બંધ નહોતું. તે ઝુંપડીમાં ગયો. ઝુંપડીમાં તેણે મેજ જોયું. *In the hut he sow a table.*

C—1 તેણે મેજ ઉપર શું જોયું ?
મેજ ઉપર તેણે ત્રણ રોટલીના કકડા જોયા. ત્યાં એક રોટલીનો નાનો કકડો હતો. ત્યાં એક રોટલીનો કકડો હતો, અને ત્યાં એક રોટલીનો નાનો કકડો હતો.

2 છોકરાએ રોટલીનું શું કર્યું ?
છોકરાએ રોટલીના નાના કકડાને બચકું ભર્યું. છોકરો રોટલીના કડકાને કરડયો. છોકરાએ રોટલીના મોટા કકડાને બચકું ભર્યું. *The boy bit the little bit of bread. The boy bit the bit of breed. The boy bit the big bit of bread.*

3 છોકરાએ શું જોયું ?
છોકરો ઝુંપડીના દરવાજા તરફ ગયો; અને તેણે ત્રણ રીંછ જોયાં. *He sow three bears.*
ત્યાં એક નાનું રીંછ હતું.
ત્યાં એક રીંછ હતું. અને ત્યાં એક મોટું રીંછ હતું.

D—1 છોકરાએ શું કર્યું ?
છોકરો ઝુંપડીમાંથી ગયો. તે ઝુંપડી પાસે દરમાં છુપાયો. ત્રણ રીંછ ઝુંપડીમાં ગયાં. *The boy hid in a hole near the hut.*

2 રીંછોએ શું કહ્યું ? " એક છોકરાએ રોટલીનો મારો નાનો કકડો કરડયો ( ખાધો ) છે. "

રીંછે કહ્યું, "છોકરાએ રોટલીનો મારો કકડો કરડયો છે."
મોટા રીંછે કહ્યું, "છોકરાએ મારી રોટલીનો મોટો કકડો કરડયો છે."

*The little bear said. " A boy has bitten my little bit of bread." The bear said. " A boy has bitten my bit of bread."*

*The big bear said, " A boy has bitten my bit of bread."*

3 રીંછોએ શું કહ્યું ?

નાના રીંછે કહ્યું, " હું નાના છોકરાને કરડીશ." રીંછે કહ્યું, " હું નાના છોકરાને કરડીશ." મોટા રીંછે કહ્યું. " હું નાના છોકરાને કરડીશ."

*" I shall bite the little boy."*

નાનો છોકરો તેની મા તરફ (પાસે) ગયો.

## Lesson 20

### પાઠ ૨૦

### ડીક અને રાક્ષસની વાર્તા.

Dick (ડિક) *n.* છોકરાનું નામ છે.
Giant (જાયન્ટ) *n.* રાક્ષસ.
Come (કમ્) *v.* આવવું.
Came (કેમ્) આવ્યો. come નો ભૂતકાળ.
Call (કૉલ્) *v.* બોલાવવું.
Called (કૉલ્ડ) *v.* બોલાવ્યો. callનો ભૂતકાળ
Me (મી) *Pron.* મને.
Us (અસ્) *Pron.* અમને.
Him (હિમ્) *Pron.* તેને
Them (ધેમ) *Pron.* તેમને
Rich (રિચ) પૈસાદાર.
Riches (રિચીઝ્) *n.* ધન, દોલત, પૈસા.
Much (મચ્) *a.* વધારે, ઘણું.
Once (વન્સ્) *adj* એકવખત.
Twice (ટવાઇસ્)*adj.* બેવખત.
Cateh (કૅચ્) *v.* પકડવું.
Caught (કૉટ્) *n.* પકડયું. Catchનો ભૂતકાળ.
King (કીંગ્) *n.* રાજા.

Child (ચાઇલ્ડ) *n.* છોકરૂં.
Children (ચીલ્ડ્રન) *n.* છોકરાં
Kill (કિલ) *n.* મારી નાખવું, પ્રાણ લેવા.

Can (કૅન્) *v.* શકવું.
Could (કુડ) *v.* શક્યું, canનો ભૂતકાળ.

કરો અને કહો:—

1 મારા તરફ આવો—હું આવ્યો છું, હું આવ્યો.
2 અમારા તરફ આવો— „ „
3 તેને બોલાવો—તમે (નામ) અમારી પાસે આવો.
4 તેમને બોલાવો— „ „
5 આ છોકરાને એકવાર બોલાવો. પેલા છોકરાને બે વખત બોલાવો. ( I call to this boy once: I called that boy twice. ) મેં આ છોકરાને એકવાર બોલાવ્યો: મેં તે છોકરાને બે વખત બોલાવ્યો.
6 (*a*) આ છોકરાનું નામ શું છે? His name is Rama. તેનું નામ રામ છે.
(*b*) તમારૂં નામ શું છે? my name is.............. મારૂં નામ..............છે.
7 પૈસાદાર માણુસ પાસે ઘણું ધન છે.
(*a*) પૈસાદાર માણુસનું નામ લખો.
(*b*) તેની પાસે શું છે?
8 તમારૂં નામ બે વખત લખો, અને પૈસાદાર માણુસનું નામ એકવાર લખો. તમે કયું નામ એકવાર લખ્યું? તમે કયું નામ બે વખત લખ્યું?

વાકયો:—પાનુ ૭૦

The rich man called me once, and I came.
Once a man called Dick to the forest to get riches.

પાનુ ૭૧

This giant catches children.

The bear can catch you.

The king cannot kill giant.

## વાર્તા:—ડીક અને રાક્ષસ.

A. 1 સ્રીને કેટલાં છોકરાં હતાં? એક સ્રી હતી તેને એક છોકરો હતો. [ ડીક હતું.

2 તેણીના છોકરાનું નામ શું હતું? તેણીના છોકરાનું નામ

3 જંગલમાં શું હતું? ડીકના મકાન પાસે જંગલ હતું. જંગલમાં એક મોટો રાક્ષસ હતો.

B. 1 રાક્ષસનું નામ શું હતું? રાક્ષસનું નામ કોરમોરન હતું.

2 કોરમોરન શું કરતો હતો? કોરમોરન માણસોને પકડતો હતો અને તેમને મારી નાખતો હતો, અને માણસોના ઘરનું બધું ધન મેળવતો હતો. કોરમોરન પૈસાદાર હતો, તે જંગલનો રાજા હતો.

3 કોરમોરન છોકરાંને શું કરતો હતો?

કોરમોરન છોકરાંને પકડતો હતો અને તેમને મારી નાખતો હતો. કોઈ પણ માણસ કોરમોરનને મારી શકતો ન હતો.

C. 1 ડીકે શું કહ્યું?

એક દિવસે ઘણા માણસો જંગલ પાસે ખેતરમાં બેઠા હતા. તેમણે કહ્યું, 'કોરમોરન માણસોને મારી નાખે છે. તે છોકરાંને મારી નાખે છે; તે આપણા પૈસા મેળવે છે. આપણે તેને મારી શકતા નથી. આપણે શું કરીશું?' માણસોમાંથી એક માણસે ડીકને કહ્યું. "કોરમોરનને મારી નાખો; અને અમે તમને (તને) રાજા બનાવીશું?' ડીકે કહ્યું

" હું કોરમોરનને મારી શકીશ." માણસોએ કહ્યું " તમે નહીં મારી શકો."

2 ડીક જંગલમાં ગયો, તે કોરમોરનના ઘર પાસે ગયો. ઘરનું બારણું બંધ હતું. ડીકે રાક્ષસના ઘરના બારણા પાસે મોટું કાણું પાડયું.

3 ડીકે રાક્ષસને શું કહ્યું ?

ડીકે રાક્ષસને બોલાવ્યો. તેણે કહ્યું, "કોરમોરન!" તેણે એક વાર કહ્યું. તેણે બે વાર કહ્યું, "કોરમોરન! કોરમોરન! મારી પાસે આવ." તેણે કહ્યું. "મારી પાસે આવ, કોરમોરન. અને હું તને મારી નાખીશ."

D. 1 રાક્ષસ શી રીતે મરાયો ?

કોરમોરને ડીકને જોયો. તે ઘરમાંથી આવ્યો, અને કાણામાં (ખાડામાં) પડયો. રાક્ષસ ખાડામાં પડયો અને મરાયો.

2 ડીકે ઘરમાં શું જોયું ?

ડીકે રાક્ષસના ઘરમાં ગયો. તેણે ઘરમાં ખુબ ધન જોયું. ડીક પૈસાદાર થયો.

3 માણસોએ ડીકને શું કર્યું ?

બધા માણસો ખુશ થયા. ડીકે કોરમોરન રાક્ષસને માર્યો હતો. તેમણે ડિકને રાજા બનાવ્યો.

## Lesson 21 " Brave David "

## પાઠ ૨૧—બહાદુર ડેવીડ.

Give (ગિવ્) *v.* આપવું

Gave (ગેવ્) *v.* આપ્યું. Give નો ભૂતકાળ.

Given (ગીવન) *Give* નું ભૂત કૃદંત.

Live (લિવ્) *v.* રહેવું.

Very (વેરી) *adj.* ઘણું.

Will (વિલ) ભવિષ્ય કાળની નિશાની છે.

Poor (પુઅર્) *a. n.* ગરીબ.

River (રિવર) *n.* નદી.
Food (ફુડ) *n.* ખોરાક.
Save (સેવ્) *v.* બચાવવું.
Brave (બ્રેવ) *a,* બહાદુર.

Ill (ઇલ) *a* માંદું.
Die (ડાય) *v.* મરી જવું.
Was dead=મરી ગયો હતો

કરો અને કહો :—

1 તમે મને કલમ આપશો ? હા, હું તમને કલમ આપીશ. મેં તમને કલમ આપી છે. મેં તમને કલમ આપી.

5 તમે મને એક મોટો કાગળનો કકડો આપશો ?
*Yes, I will give you one.* હા, હું એક આપીશ.

પૂછો અને જવાબ આપો :—

3 શું ગરીબ માણસો પૈસાદાર માણસોને ખોરાક આપે છે ? No. poor man do not give food to reach men. ના. ગરીબ માણસો પૈસાદાર માણસોને ખોરાક આપતા નથી.
અથવા પૈસાદાર માણસો ગરીબ માણસોને ખોરાક આપે છે ?
Yes, rich men give food to poor men.

4 ખોરાકનાં નામ લખો.

Orange (ઓરેંજ) નારંગી.
Plantain (પ્લૅનટેન્) કેળું.
Grape (ગ્રેપ્) દ્રાક્ષ,

Wheat (વ્હીટ) ઘઉં.
Rice (રાઇસ) ચોખા.
Pulse (પલ્સ)

5 (a) તમે નદીની પાસે રહો છો ?
(b) નદીનું નામ લખો. ( Sabarmati, Tapi વગેરે. )
વાક્યો. The very rich man has given much food to the poor woman. This brave man will save children from the river.

Ann was very ill, and she died.

## વાર્તા—'બહાદુર ડેવીડ.'

A 1 સ્ત્રી પૈસાદાર હતી?

એક સ્ત્રી હતી. તેને એક છોકરો હતો. બાપ મરી ગયો હતો. મા ઘણી ગરીબ હતી.

2 તેણીના છોકરાનું નામ શું?

તેને એક છોકરો હતો. તેણીના છોકરાનું નામ ડેવીડ હતું. તે ઘણો બહાદુર છોકરો હતો.

3 ડેવીડની ઝુંપડી ક્યાં હતી?

ડેવીડ તેની માની ઝુંપડીમાં રહેતો હતો. ઝુંપડી નદી પાસે હતી.

B 1 ડેવીડની ઝુંપડી પાસે શું હતું?

ડેવીડની ઝુંપડી પાસે એક મોટું ઘર હતું.

2 *A rich man* and *his little* child lived in the big house.

એક પૈસાદાર માણસ અને તેનું નાનું છોકરું તે મોટા ઘરમાં રહેતા હતા.

3 Devid's mother *was ill.* ડેવીડની મા માંદી હતી.

ઘણા દિવસ સુધી ડેવીડ અને એની માને ખોરાક મળ્યો નહોતો. એક દિવસે ડેવીડની મા માંદી હતી.

C 1 ડેવીડની માએ શું કહ્યું?

તે ઘણી માંદી હતી, અને ખોરાક નહોતો. તેણીએ કહ્યું, "હું મરી જઇશ."

2 ડેવીડે શું કહ્યું?

ડેવીડે કહ્યું, "હું ખોરાક લાવીશ." તે પૈસાદારને ત્યાં ગયો. અને કહ્યું, "મારી મા ઘણી માંદી છે, અમારી પાસે ખોરાક નથી, મને આપો."

3 પૈસાદાર માણસે શું કર્યું?

પૈસાદાર માણસે કહ્યું, 'ના, હું તને ખાવાનું આપીશ

નહિ.' તેણે ડેવીડને ખાવાનું આપ્યું નહિ. તેણે ડેવીડને તેની ઝુંપડીએ પાછો મોકલ્યો.

D 1 પૈસાદારના છોકરે શું કર્યું ?

પૈસાદારને એક નાનું છોકરૂં હતું. નાનું છોકરૂં નદી પાસે ઉભું હતું. તે નદીમાં પડયું ડેવીડે તેને જોયું.

2 ડેવીડે શું કર્યું ?

ડેવીડ પાણીમાં ગયો. તેણે બાળકને બચાવ્યું. પૈસાદાર માણસે આ જોયું.

3 પૈસાદાર માણસે શું કર્યું ?

પૈસાદાર માણસે કહ્યું, 'તું બહાદુર છોકરો છે.' તેણે ડેવીડને ખોરાક અને સોનું આપ્યાં.
ડેવીડે તેની માને ખાવાનું આપ્યું અને તે જીવી.

## Lesson 22
## Story:-"The Giant in the Jar."
## પાઠ ૨૨ વાર્તા:—'બરણીમાં રાક્ષસ.'

Jar (જાર્) *n.* બરણી.
Out (આઉટ્) *adv.* બહાર.
Then (ધેન્) *adv.* પછી.
Just (જસ્ટ્) *a.* ન્યાય.
Become (બીકમ્) *v.* થવું.
Became (બીકેમ્) થયું. Become નો ભૂતકાળ,
Journey (જર્ની) *n.* મુસાફરી.
Larger (લાર્જર) *a.* વધારે મોટું.
Bigger (બીગર્) *a.* વધારે મોટું
Big (બીગ્) *a.* મોટું.
Richer (રીચર્) *a.* વધારે પૈસાદાર.
Jewel (જ્યુવેલ્) *n.* રત્ન.
Jump (જમ્પ્) *v.* કુદકો મારવો, કુદવું.
To go on a journey = મુસાફરી કરવા જવું.

કરો અને કહો:—

1 બારણું ઉઘાડો; બહાર જાઓ પછી અંદર આવો.

2 બહાર જાઓ; ત્રણ છોકરાને બહાર બોલાવો; પછી બધા અંદર આવો.

3 મને એક મોટો કાગળનો કડકો આપો. પછી મને વધારે મોટો કડકો આપો.
4 મને મોટી સીસાપેન આપો, પછી મને એક વધારે મોટી આપો.
5 પૈસાદાર માણુસનું નામ લખો, પછી વધારે પૈસાદાર માણુસનું નામ લખો.
6 ન્યાયી માણુસનું નામ લખો.
7 તમે મુસાફરીએ ગયા છો ? તમે ક્યાં મુસાફરી કરી છે ?
8 આ સીસાપેન નાની કરી છે, અથવા તે નાની થઇ છે ?
9 માણુસો નાનાં છોકરાં થાય છે ? અથવા નાના છોકરાઓ માણુસો થાય છે ?

### વાકયો.

The just king went out of his tent.
I have not gone on a journey to Simla.
They have gone on a journey to Delhi.
The rich man will become richer.

### વાર્તા
### ' બરણીમા રાક્ષસ '

A—1 માણુસ ક્યાં આવ્યો ?
એક માણુસ હતો. તે મુસાફરીએ ગયો. તે નદીએ આવ્યો.
2 તેણે પાણીમાં શું જોયું ?
તે નદી પાસે બેઠો. તેણે પાણીમાં પોતાના (તેના) પગ મૂકયા. પછી તેણે તેના પગ પાસે પાણીમાં એક બરણી જોઈ.
3 બરણી શાની બનેલી હતી ?
બરણી સોનાની બનેલી હતી. તે બંધ હતી.
B—1 માણુસે બરણીનું શું કર્યું ?
માણુસે કહ્યું, " બરણીમાં શું છે તે હું જોઇશ. " પછી તેણે બરણી ઉઘાડી.

2 બરણીમાંથી બહાર શું કુદી આવ્યું ?

એક નાનો માણસ બરણીમાંથી બહાર કુદી આવ્યો.
તે ઘણો નાનો હતો. પછી—

3 નાનો માણસ શું થયો (કેવો થયો) ?

પછી નાનો માણસ વધારે ને વધારે મોટો થયો. તે રાક્ષસ થયો.

C—1 માણસે કહ્યું, "મને બરણીમાંથી એક રાક્ષસ જડયો છે. મેં બરણી ઉઘાડી અને રાક્ષસ બહાર કુદી પડયો. રાક્ષસ મને સોનું અને જવાહીર આપશે. તમે મને સોનું અને જવાહીર આપશો ?"

2 રાક્ષસ માણસને શું કહે છે ?

રાક્ષસે કહ્યું, "હું તમને જવાહીર અને સોનું આપીશ નહિ, હું તમને મારી નાખીશ."

3 માણસે રાક્ષસને શું કહ્યું ?

માણસે કહ્યું, "એ ન્યાય નથી. તું ન્યાયી રાક્ષસ નથી."

D—1 માણસે કહ્યું, "તું બરણીમાં નહોતો."

"You were not in the jar."

રાક્ષસે કહ્યું, "તમને કોઇ બચાવી શકે તેમ નથી. હું તમને મારી નાખીશ." માણસે કહ્યું, "તમે તે બરણીમાં હતા ? તમે ઘણા મોટા છો બરણી ઘણી નાની છેઃ તમે બરણીમાં નહોતા."

2 રાક્ષસે શું કર્યું ?

રાક્ષસે કહ્યું, "હું બરણીમાં હતો."
માણસે કહ્યું "તમે નહોતા."
રાક્ષસે કહ્યું "હું હતો."
માણસે કહ્યું, "તમે નહોતા."

3 ત્યાર પછી રાક્ષસે કહ્યું "જુઓ" ! તે નાનો થયો અને બરણીમાં કુદી પડયો.

4 માણુસે શું કર્યું?
માણુસે બરણી બંધ કરી. રાક્ષસે કહ્યું, "બરણી ઉઘાડો."
માણુસે કહ્યું, "ના, તમે મને મારી નાંખો, તમે ન્યાયી રાક્ષસ નથી."

5 માણુસે બરણીનું શું કર્યું?
માણુસે બરણીને નદીમાં ફેંકી દીધી.

## Lesson-23

### Story:-Mr. Fox, Mr. Rabbit and Mrs. Duck.

### પાઠ ૨૩

### વાર્તાઃ—(મી. શીયાળ, મી. સસલું અને મીસીસ બતક.)

Fox (ફૉક્સ) *n.* શિયાળ
Rabbit (રૅબિટ્) *n.* સસલું
Duck (ડક્) *n.* બતક
Mr. (મીસ્ટર્) Misterનું ટુંકું રૂપ. પુરુષના નામ પહેલાં માનાર્થે વપરાય છે.
Mrs. (મીસીસ) Miss isનું ટુંકું રૂપ. પરણેલી સ્રીના નામ પહેલાં માનાર્થે વપરાય છે.
Lazy (લેઝી) *a.* આળસુ
Quickly (ક્વિકલી) *adv.* જલદી જલદીથી.
Quick (ક્વિક્) *adv.* જલદી
Falling=Fall ક્રિયાપદનું વર્તમાન કૃદંત. પડતું.
Is falling=પડે છે.

Am–છું. To be ક્રિયાપદનું પહેલા પુરુષનું એકવચનનું રૂપ.
Six (સિક્સ) *a.* છ.
Ride (રાઇડ્) *v.* સવારી કરવી
Rode (રોડ્) *v.* સવારી કરી, Ride નો ભૂતકાળ.
With (વિથ્) *prep.* સાથે, જોડે.
Tree (ટ્રી) *n.* ઝાડ
Quarrel (કવૉરલ્) *n.* કજીયો
Axe (ઍકસ) *n.* કુહાડી.
Back (બૅક્) *n.* વાંસો, પીઠ, બરડો.
On the back=પીઠ ઉપર.
At the back=પછવાડે, પાછળની બાજુમાં.

## તરજુમો.

1 આ બતક છે. બતકની પીઠ ઉપર પાણી પડે છે. પાણી ક્યાં પડે છે ?

2 આ આળસુ છોકરો શાના ઉપર સવારી કરે છે ? He is riding on a duck. તે બતક ઉપર સવારી કરે છે.

3 મેં ગધેડાની પીઠ ઉપર સવારી કરી. ગધેડું ઘણી જલદીથી ગયું. હું ગધેડા ઉપર સવારી કરૂં છું ?

4 હું. મી. અને મીસીસ સ્મીથનો છોકરો છું. મારૂં નામ ટૉમ છે. મી. સ્મીથ અને મીસીસ સ્મીથનો છોકરો અહીંઆં છે. બાપ પાસે mr. લખો. મા પાસે mrs, લખો.

5 a. હું છ ઝાડ જોઉં છું. શિયાળ અને સસલો ક્યાં બેઠાં છે ? શિયાળના ઝાડ પાસે F લખો. સસલાના ઝાડ પાસે R લખો.

b. શિયાળ ઝાડના આગલા ભાગમાં છે કે પાછળના ભાગમાં છે ?

c. સસલો ઝાડના આગલા ભાગમાં છે કે પાછલા [ ભાગમાં છે ?

6 ટૉમ અને ડીક કજીઓ કરે છે.

a. ડીક શું કરે છે ? ( Dick is quarrelling with Tom )

b. ટૉમ શું કરે છે ?

7 હું કુહાડો વડે રાક્ષસને મારી નાખું છું. કુહાડી વડે હું કોને મારી નાખું છું ?

## વાકયોઃ

The duck is hiding at the back of the tree.

The fox is sitting near the tree.

The rabbit is falling from the tree.
Mr. Jones is quarrelling with Micks.
Mr. Smith is quarrelling with Mrs. Brown.
Mr. Tom quarrells with Jim.
Six lazy boys ride on asses.
Six lazy men are riding in a train.
Six lazy children rode on asses.
The boy quickly killed the giant.
The man quickly hit the bear with an axe.
The woman quickly hit the fox.

વાર્તાઃ—

મી. શિયાળ, મી. સસલો અને મીસીસ બતક.

A—1 મી. શિયાળે મી. સસલાને કહ્યું, " આવો અને તેમને જુઓ.
Come and see them.
એક દિવસ મી. શિયાળ મી. સસલાને ઘેર આવ્યો અને કહ્યું, " મારી સાથે જલદીથી આવો. મીસીસ બતકની પાસે ૭ ઇંડાં છે. આવો અને તે જુઓ."

2 સસલો શિયાળ સાથે શી રીતે ગયો ?
સસલાએ કહ્યું. "ના, હું આવીશ નહિ. હું અહીંઆં બેસીશ."
શિયાળે કહ્યું, " તમે આળસુ છો. "
સસલાએ કહ્યું, " હું આળસુ છું. "
શિયાળે કહ્યું, " મારી પીઠ ઉપર બેસો અને સવારી કરો."
સસલાએ કહ્યું, " હું તમારી પીઠ ઉપર સવારી કરીશ. "

3 સસલાએ બતકને શું કહ્યું ?
સસલાએ શિયાળની પીઠ ઉપર સવારી કરી અને શિયાળ ગલીના છેડા સુધી નીચે ગયો. બતક ગલીમાં ઉપર આવતી

હતી. સસલાએ બતકને જોઇ અને કહ્યું, " જુઓ, શિયાળ મારૂં ગધેડું છે, હું તેની પીઠ ઉપર સવારી કરૂં છું."

B—1 શિયાળે સસલાને શું કર્યું ?

પછી શિયાળે સસલા સાથે કજીયો કર્યો. તેણે કહ્યું, " હું તમારો ગધેડો નથી." "મારી સાથે કજીયો કરશો નહિ. તમે મારા ગધેડા છો. જુઓ, હું તમારી ઉપર સવારી કરૂં છું."

પછી શિયાળ કુદ્યું અને સસલાને તેની પીઠ ઉપરથી નીચે પાડી નાખ્યો, અને સસલો પથરા ઉપર પડયો.

2 સસલો સંતાઇ ગયો ?

સસલો જલદીથી ગયો અને ઝાડના દરમાં સંતાઈ ગયો. તે મોટું કાણું નહોતું. સસલો નાનો હતો. તે કાણામાં જઇ શકયો. શિયાળ કાણાં પાસે આવ્યો, અને સસલાને કાણામાં જોયો.

3 શિયાળ તેને ઘેર શા માટે ગયો ?

શિયાળે કહ્યું. " સસલાભાઇ મેં તમને પકડયા છે. "

સસલાએ કહ્યું, " અંદર આવો અને મને પકડો. " શિયાળ કાણામાં જઇ શકતો નહોતો.

શિયાળભાઇ મોટા હતા અને દર નાનું હતું. શિયાળે કહ્યું, " હું મારે ઘેર જઇશ અને કુહાડી લાવીશ. "

C—1 બતકે શું કર્યું ?

પછી શિયાળભાઇએ બતકને કહ્યું, " સસલો આ દરમાં છે. તમે અહીં બેસોઃ સસલો બહાર આવે નહિ. હું મારે ઘેર જાઉં છું. હું કુહાડી લાવીશ, અને કુહાડી વડે કાણું મોટું કરીશ." બતક દર પાસે બેઠી, શિયાળ તેને ઘેર ગયો.

2 બતક ઝાડની પાછળ શા માટે ગઇ ?

સસલાએ કહ્યું, " બતક, બતક. "

બતકે કહ્યું, " શું છે ? "

સસલાએ કહ્યું, "ઝાડના પાછલા ભાગમાં એક નાનું કાણું છે, તેમાં રોટલીનો નાનો કકડો છે. હું રોટલીનો કકડો જોઇ શકું છું પણ હું તે લઇ શકતો નથી. ઝાડની પાછળના ભાગમાં આવો અને જુઓ.

પછી બતક ઝાડના પાછલા ભાગ તરફ ગઇ.

3 સસલાએ શું કર્યું?

બતક ઝાડના પાછલા ભાગ તરફ ગઇ ત્યારે સસલો ઝાડના આગલા ભાગના કાણુંમાંથી બહાર આવ્યો અને તેને ઘેર ગયો.

બતકે કહ્યું, "સસલાભાઇ ત્યાં તો રોટલીનો કકડો નથી." પછી બતક ઝાડના આગળના ભાગમાં કાણા પાસે બેઠી.

D—1 શિયાળે બતકને શું કહ્યું?

શિયાળ તેને ઘેરથી આવ્યો. તેના હાથમાં એક કુહાડી હતી. તેણે બતકને પૂછ્યું.
"સસલો દરમાં છે?"

બતકે કહ્યું, "તે દરમાં છે. જુઓ, હું દર પાસે બેઠી છું."

2 શિયાળે સસલાને જોયો?

ત્યાર પછી શિયાળે કુહાડી વડે દરને વધારે મોટું કર્યું. તેણે સસલાને દરમાં જોયો નહિ. પછી શિયાળે બતકને કહ્યું.
"સસલો દરમાં નથી! સસલો શાથી દરમાં નથી?
શા માટે?"

3 શિયાળ તથા બતકે શું કર્યું?

બતકે કહ્યું, "તે દરમાં છે."
શિયાળે કહ્યું, "તે નથી."
"તે છે." "તે નથી"

પછી શિયાળ અને બતકે કજીયો કર્યો.

4 સસલાએ શું કર્યું?

સસલો ટેકરી ઉપર તેની ઝુંપડીમાં બેઠો. તેણે તેમને કજીયો કરતાં જોયાં. તે ઘણો ખુશ થયો.

## Revision Exercises.

A (1) It is three. (2) Foxes catch hens. (3) These men have ten arms. (4) Rabbits live in the field. (5) Trains go on lines,

B (1) We put our shoes on our feet. (2) Yes, it is far from here to the river. (3) He is in the water. (4) You can not see because there is dust in your eyes. (5) Mothers wash little boys in the river.

C (1) We write on a paper with a pen.
(2) He killed a bear.
(3) An ant has six feet.
(4) Men shoot rabbits.
(5) We put hat on our head.

D (1) His head is in his hat.
(2) This man will shoot a bear.
(3) I do not wash my hands because I have no water.
(4) Tom does not live in a big house, because he is poor.
(5) His ass did not go into the water.

E (1) She will go up to her house.
(2) No *water*.
(3) Ducks get food in the water.
(4) We give a name to a very big man, a gient.

(5) Walls are made of stone.

F (1) Asses stand at noon near a tree or in the house.

(2) *Dick.*

(3) Tom's son hit John's son.

(4) Train killed the boy.

(5) David called Bill.

G (1) My hat is on the table.

(2) Bill has the ass. John has the gold.

(3) (નાની લીટી ઉપર તમારૂં નામ લખો. મોટી લીટી ઉપર તમારા મિત્રનું નામ લખો.

(4) The names of mr. Tod's son are Tom and mr. Tod.

(5) The names of Tom's mother are mrs. Johns and Mary.

H (1) The woman has ten children.

(2) The man is in the forest.

(3) No, the lane is not in front of the house.



## પ્રાયમરમાં આપેલી વાર્તાઓના સવાલોના અંગ્રેજીમાં જવાબ.

### Lesson 18 The Golden Eggs.

A 1 The man had no egg.
2 The man got no eggs from his hen.
3 The man found a golden egg in the hen's hut.

B 1 The man said, "I have got a golden egg."
2 The man hid the egg in the hole.
3 The man got three golden eggs.

C 1 The man got ten eggs in ten days.
2 He made a hole in the field and hid all the ten golden eggs in the hole.
3 The man said, "There is a large golden egg in the hen."

D 1 The man got the hen and made a hole in the hen.
2 The man did not find an egg in the hen.
3 The man got no eggs from the hen.

### Lesson 19 The three Bears.

A 1 The little boy's home was near a large forest.
2 The mother said, "Do not go into the forest".
3 The mother said so because there were bears in the forest.

B 1 The boy said. " I shall go into the forest.
2 He saw a hut in the forest.
3 He saw a table in the hut.

C 1 He saw three bits of bread on the table.
2 The boy bit the little bit of bread.
The boy bit the bit of bread.
The boy bit the big bit of bread.
3 The boy saw three bears.
D 1 He hid in a hole near the hut.
2 The little bear said, "A boy has eaten my little bit of bread."
The bear said, "A boy has eaten my bit of bread."
3 The big bear said, "A boy has eaten my big bit of bread."
4 All the three bears said." "We shall bite the little boy."

## Lesson 20 Dick and the Giant.

A 1 The woman had one son.
2 Her son was called Dick.
3 There was a big Giant in the forest.
B 1 The Giant was called Kormoran.
2 Kormoran was the king of the forest.
3 Kormoran caught children and killed them.
C 1 Dick said, "I can kill Kormoran."
2 Dick made a big hole near the door of Kormoran's house.
3 Dick said to the Giant. "Kormoran, come to me, I shall kill you."
D 1 The Giant fell into the hole, and was killed.
2 Dick found much riches in the house.
3 Men made Dick king.

## Lesson-21 Brave David.

A—1 The woman was not rich.

2 The name of the woman's son was David.

3 David's hut was near the river.

B—1 There was a big house near David's hut.

2 A rich man and his little child lived in a big house.

3 David's mother was ill.

C—1 David's mother said. " I shall die."

2 David went to the rich man and said, " My mother is very ill; we have no food: give me food.

3 The rich man said, " No, I will not give you food."

D—1 The rich man's child fell into the water.

2 David went into the water and saved the child.

3 The rich man gave David gold and food.

## Lesson-22 The Giant in the Jar.

A—1 The man came to a river.

2 He saw a jar in the water near his feet.

3 The jar was made of gold.

B—1 The man opened the jar.

2 A little man jumped out of the jar.

3 The little man became a Giant.

C—1 The man said, " Will you give me gold and jewels ?"

2 The giant said, " I shall kill you.'

3 The man said, " That is not just, you are not a just giant."

D—1 The man said, "You were not in the jar."

2 The giant became little and jumped into the jar.

3 The man shut the jar.

4 The man threw the jar into the river.

## Lesson-23 Mr. Fox, Mr. Rabbit and Mrs. Duck.

A—1 Mr. Fox said to Mr. Rabbit, " Come and see the eggs."

2 Mr. Rabbit will ride on the back of Mr. Fox.

3 Mr. Rabbit said to Mrs. Duck, " See, Mr. Fox is my ass, I am riding on his back."

B—I Mr. Fox jumped and threw Mr. Rabbit from his back.

2 Mr. Rabbit hid in a hole in a tree.

3 Mr. Fox went to his house to get an axe.

C—1 Mrs. Duck sat near the hole.

2 Mrs. Duck went to the back of the tree to see a bit of bread.

3 Mr. Rabbit came quickly out of the hole in front of the tree and went to his home.

D—1 Mr. fox said to Mrs. Duck, " Is Mr. Rabbit in the hole ?"

2 Mr. Fox did not see Mr. Rabbit.

3 Mr. Fox and Mrs. Duck quarrelled.

4 Mr. Rabbit sat in his house on the hill saw them quarrelling and was very glad.

પ્રાયમરમાં આવેલા વ્યાકરણના ઉપયોગ બાબત સાધારણ સમજુતી:—

## પાઠ ૧

અંગ્રેજી ભાષામાં પુરૂષવાચક સર્વનામ નીચે પ્રમાણે છે.

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુરૂષ. | હું = I | અમે = We |
| બીજો પુરૂષ. | તું = Thou | તમે = You |
| ત્રીજો પુરૂષ તે = | He<br>She<br>it | તેઓ = They |

ત્રીજા પુરૂષ એકવચનમાં અંગ્રેજી ભાષામાં નર જાતિ માટે He, નારી જાતિ માટે She અને નાન્યતરજાતિ માટે It વપરાય છે.

અંગ્રેજી ભાષામાં વર્તમાનકાળમાં ત્રીજા પુરૂષ એકવચન (તે) સાથે જે ક્રિયાપદ વાપરવામાં આવે છે તેને "S" પ્રત્યય લગાડાય છે. જેમકે:—તે બેસે છે He sit–S=sits, He Stands, વગેરે. અંગ્રેજીમાં "to be" થવું, હોવું, ક્રિયાપદનાં દરેક કાળનાં રૂપ અનિયમિત થાય છે તેમાં આ ચોપડીમાં વર્તમાનકાળનાં રૂપ આપ્યાં છે તે નીચે પ્રમાણે છે:—

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુ. | I am હું છું. | We are અમે છીએ. |
| બીજો પુ. | Thou art તું છે. | You are તમે છો. |
| ત્રીજો પુ. | He<br>She<br>It } is તે છે. | They are તેઓ છે. |

## પાઠ ૨

અંગ્રેજી ભાષામાં વિભક્તિઓ ત્રણ છે:—

પહેલી (The Nominative case) બીજી (The Objective case), છઠ્ઠી (The Possessive or Genitive case).

નામને વિભક્તિના પ્રત્યયો લગાડવામાં આવે છે તે બાબત

આગળ પાઠ ૧૫ માં કહેવામાં આવશે પરંતુ સર્વનામને પ્રત્યયો લાગતા નથી તેમાં રૂપ જૂદાં થાય છે. તે નીચે પ્રમાણે છેઃ—

| | Nom. | Obj. | Posse. |
|---|---|---|---|
| પહેલો પુ. | I | Me | My, mine |
| | We | Us | Our, Ours |
| બીજો પુ. | Thou | Thee | Thy, Thine |
| | You | You | Your, Yours |
| | He | Him | His |
| ત્રીજો પુ. | She | Her | Her, Hers |
| | It | It | Its |
| | They | Them | Their, Theirs |

### પાઠ–૪ આર્ટીકલ અને પ્રશ્નાર્થ રૂપ.

અંગ્રેજીમાં એવો નિયમ છે કે સામાન્ય નામ એકવચનમાં એકલું વપરાતું નથી. તેના પહેલાં આર્ટીકલ વાપરવામાં આવે છે. આર્ટીકલ બે છે, An અથવા A અને The. An અથવા A નો અર્થ એક થાય છે.

The કોઇ મુકરર પ્રાણી કે પદાર્થ સુચવે છે.

જે નામના પહેલા અક્ષરનો ઉચ્ચાર સ્વર જેવો થતો હોય તે નામનાં પહેલાં "An" આર્ટીકલ વપરાય છે. અને વ્યંજન જેવો થયો હોય તે નામની પહેલાં A આર્ટીકલ વપરાય છે.

જ્યારે બોલનાર તથા સાંભળનાર જે વસ્તુ વિષે વાત કરતાં હોય તેને જાણતાં હોય ત્યારે તેના પહેલાં The આર્ટીકલ વપરાય છે.

The આર્ટીકલ એકવચન તથા બહુવચન બન્નેમાં વાપરી શકાય છે અને An અથવા A આર્ટીકલ ફક્ત એક વચનમાં જ વપરાય છે.

#### દાખલા

An ass. An ant. A tin, A shoe. The tin. The ant

ગુજરાતીમાં પ્રશ્ન પુછતી વખતે વાક્યરચના બદલવી પડતી

નથી પરંતુ અંગ્રેજીમાં પ્રશ્ન પુછતી વખતે કર્તા પહેલાં ક્રિયાપદ મૂકવામાં આવે છે અને જો ક્રિયાપદ સહાયકારક ન હોય તો "Do" ક્રિયાપદનો ઉપયોગ કરવો પડે છે.

To be, To have, To do, can, shall, will વગેરે સહાયકારક ક્રિયાપદો કહેવાય છે.

### અંગ્રેજી વાક્યરચના

| સાદી | પ્રશ્નાર્થ |
|---|---|
| This is an ass. | Is this an ass ? |
| It is a tin. | Is it a tin ? |
| That is an ant | Is that an ant ? |

ઉપરનાં વાક્યો ઉપરથી જણાશે કે "Is" ક્રિયાપદ સહાયકારક હોવાથી કર્તાની પહેલાં આવ્યું છે.

અંગ્રેજીમાં પ્રશ્નાર્થ સર્વનામ ત્રણ છે-Who, Which અને What. Who=કોણ; Which=કયો, કયી, કયું; What=કયો, કયી અથવા શું.

When, Where, Why અને How એ પ્રશ્ન ક્રિયા-વિશેષણ છે.

જો વાક્યમાં પ્રશ્નાર્થ ક્રિયાવિશેષણ અથવા પ્રશ્નાર્થ સર્વનામ હોય તો તે ક્રિયાપદ પહેલાં મૂકાય છે. જેમકે:-What is this ? What do I do ? What does he see ?

### નિષેધાર્થ રૂપ

નિષેધાર્થ કે નકારવાચક ક્રિયાવિશેષણ અવ્યય અંગ્રેજીમાં "Not" છે. ક્રિયાપદની સાથે "Not" શબ્દ વાપરીએ તો નિષેધાર્થ રૂપ થાય છે.

જ્યારે નિષેધાર્થરૂપ બનાવવું હોય ત્યારે સહાયકારક ક્રિયાપદ અને મુખ્ય ક્રિયાપદની વચ્ચે "Not" મુકાય છે. જેમકે:—

I do not see. It is not a net. I do not write. He does not sit.

## To do ક્રિયાપદનાં વર્તમાનકાળનાં રૂપ.

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુ. | I do. | We do. |
| બીજો પુ. | Thou dost. | You do. |
| ત્રીજો પુ. | He / She / It } does. | They do. |

## ભૂતકાળનાં રૂપ.

| | | |
|---|---|---|
| પહેલો પુ. | I did. | We did. |
| બીજો પુ. | Thou didst. | You did. |
| ત્રીજો પુ. | He / She / It } did. | They did. |

## પાઠ—૬

One ( વન્ ) એક
Two (ટુ) બે.
Three (થ્રી) ત્રણ.
Four ( ફોર ) ચાર.
Five (ફાઇવ) પાંચ.
Six ( સીક્સ્ ) છ.
Seven ( સેવન્ ) સાત.
Eight ( એઇટ્ ) આઠ.
Nine ( નાઇન્ ) નવ.
Ten ( ટૅન્ ) દસ.

## To have ક્રિયાપદના વર્તમાનકાળનાં રૂપ.

| | એક વચન | બહુ વચન |
|---|---|---|
| પહેલો પુ. | I have | We have |
| બીજો પુ. | Thou hast | You have |
| ત્રીજો પુ. | He / She / It } has | They have |

To have ક્રિયાપદનાં ભુતકાળનાં રૂપ.

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુ. | I had | We had. |
| બીજો પુ. | Thou hadst. | You had. |
| ત્રીજો પુ. | He / She / It } had. | They had. |

પાઠ-૧૦

વાક્યમાં જો "હો" મુખ્ય ક્રિયાપદ હોય અને સ્થળવાચક કોઇ શબ્દ સ્પષ્ટ કે અધ્યાહાર હોય તો અંગ્રેજીમાં વાક્યને આરંભે "There" શબ્દ વપરાય છે અને ક્રિયાપદ પછી કર્તા આવે છે. જેમકે:-There are three hens in this street. There is a train on the line.

જો સવાલ પૂછવો હોય તો ક્રિયાપદને "There" ની પહેલાં મૂકવું જેમકે:-Is there a train ? Is there a hen ?

પાઠ-૧૫

પ્રથમ કહી ગયા છીએ તે પ્રમાણે વિભક્તિઓ ત્રણ છે. નામ, કર્તા અને કર્મની; એટલે પહેલી અને બીજી વિભક્તિના પ્રત્યયો નથી. જેમકે:-A man sits, I see a hen. એ વાક્યોમાં man એ પહેલી વિભક્તિ અને hen બીજી વિભક્તિમાં છે.

છઠ્ઠી વિભક્તિ બતાવવા માટે અંગ્રેજીમાં બે નિશાનીઓ છે. (૧) 's (૨) of.

'નિશાનીને Apostrophe (એપોસ્ટ્રોફી) કહે છે.

's નામને લગાડવાથી છઠ્ઠી વિભક્તિ થાય છે. જેમકે:-Man's house, Son's ass, Woman's tent વગેરે.

Of નિશાની નામની પહેલાં મૂકવામાં આવે છે. જેમકે:-The name of the man, The tent of the son. વગેરે.

## પાઠ-૧૯

અંગ્રેજીમાં ભવિષ્યકાળ બનાવવા માટે " Shall અને will એ સહાયકારક ક્રિયાપદો વપરાય છે. સાધારણુ નિયમ એવો છે કે ક્રિયાપદને પહેલા પુરૂષમાં Shall અને બીજા પુરૂષમાં Will લગાડવામાં આવે છે. જેમકેઃ—

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુ. | I Shall read | We shall read. |
| બીજો પુ. | Thou wilt read | You will read. |
| ત્રીજો પુ. | We will read | They will read. |

## પાઠ-૨૦

અંગ્રેજીમાં આજ્ઞાર્થમાં ક્રિયાપદ મૂળરૂપે વપરાય છે. અને કર્તા અધ્યાહાર રહે છે. જેમકેઃ—

Write your name. Come to me. Call me.

## પાઠ-૨૧

અંગ્રેજીમાં બે વિશેષણોનો મુકાબલો અથવા સરખામણી કરવી હોય તો જે વિશેષણને વિશેષતા માટે વાપરવામાં આવે તેને "er" લગાડવામાં આવે છે. તેને અંગ્રેજીમાં કમ્પેરેટીવ-(Comparative) ડીગ્રી કહે છે. જેમકેઃ— Richer, Bigger.

અંગ્રેજી ભાષામાં ક્રિયાપદના નવ કાળ છે.

| | | |
|---|---|---|
| સાદો વર્તમાનકાળ, | ચાલુ વર્તમાનકાળ, | પૂર્ણ વર્તમાનકાળ, |
| ,, ભૂતકાળ | ,, ભૂતકાળ, | ,, ભૂતકાળ |
| ,, ભવિષ્યકાળ, | ,, ભવિષ્યકાળ | ,, ભવિષ્યકાળ |

ઉપરના નવ કાળમાંથી પ્રાયમરમાં સાદો વર્તમાન, સાદો ભૂત, અને સાદો ભવિષ્યકાળ, પૂર્ણ વર્તમાન કાળ તથા પૂર્ણ ભૂતકાળ વપરાયો છે, માટે તેની સમજુતિ નીચે પ્રમાણે છે.

### સાદો વર્તમાનકાળ

વર્તમાનકાળમાં એકવચનના બીજા તથા ત્રીજા પુરૂષના પ્રત્યયો છે. બીજા પુરૂષનો "est" અને ત્રીજા પુરૂષનો "s" પ્રત્યય છે. બાકીનાં રૂપો ક્રિયાપદ એકલું મુકવાથી થાય છે. જેમકે.

| | | |
|---|---|---|
| પહેલો પુ. | I read | We read |
| બીજો પુ. | Thou readest | You read |
| ત્રીજો પુ. | He reads | They read |

નોટ–બીજા પુરૂષ વિષે પ્રાયમરમાં કોઇપણ રૂપ આવ્યું નથી. એટલે તે વિષે આગળ જ્યારે વિગત આવશે ત્યારે વિગતવાર લખવામાં આવશે.

### સાદો ભૂતકાળ.

અંગ્રેજીમાં ક્રિયાપદને "ed" પ્રત્યય લગાડવાથી ભૂતકાળ અને ભૂતકૃદંત થાય છે. જેમકે:—Add–ed=ઉમેર્યા. Call-ed= બોલાવ્યો. વગેરે.

નોટ—કેટલાંક ક્રિયાપદોનો ભૂતકાળ અનિયમિત થાય છે. જેમકે:– give નો gave. go નો went. વગેરે.

આવાં ક્રિયાપદો જે પ્રાયમરમાં વપરાયાં છે તેનું લીસ્ટ પાછળ આપવામાં આવ્યું છે.

to add ક્રિયાપદનાં ભૂતકાળનાં રૂપો નીચે પ્રમાણે છે.

| | | | | |
|---|---|---|---|---|
| પહેલો પુ. | મેં ઉમેર્યું. | I added | અમે ઉમેર્યું | We added |
| બીજો પુ. | તેં ,, | Thou added-st | તમે ,, | You added |
| ત્રીજો પુ. | તેણે ,, | He added | તેમણે ,, | They added |

નોટ:–ભૂતકાળમાં ફક્ત બીજા પુરૂષના એકવચનનો "st" પ્રત્યય છે.

સાદા ભવિષ્યકાળનાં રૂપો પાઠ ૧૮ માં આપવામાં આવ્યાં છે તે જોઇ લેવાં. કોઇ પણ ક્રિયાપદનો પૂર્ણકાળ બનાવવો હોય તો તે ક્રિયાપદ ભૂતકૃદંતની પહેલાં "To have" ક્રિયાપદનાં રૂપ મુકવાં. પૂર્ણ વર્તમાનકાળ બનાવવો હોય તો "To have" નાં વર્તમાન કાળનાં રૂપ લખવાં અને ભૂતકાળ બનાવલો હોય તો "To have" નાં ભૂતકાળનાં રૂપ લખવાં."To have" ક્રિયાપદનાં વર્તમાન તથા ભૂતકાળનાં રૂપ નીચે પ્રમાણે છે.

વર્તમાનકાળ.

| | | |
|---|---|---|
| પહેલો પુ. | I have | We have |
| બીજો પુ. | Thou hast | You have |
| ત્રીજો પુ. | He has | They have |

ભૂતકાળ

| | | |
|---|---|---|
| પહેલો પુ. | I have | We have |
| બીજો પુ. | Thou hadst | You had |
| ત્રીજો પુ. | He had | They had |

ક્રિયાપદના મૂળ રૂપને "ed" લગાડવાથી ભૂતકૃદંત થાય છે. કેટલાંક ક્રિયાપદ અનિયમિત છે તે પાછળ આપ્યાં છે.

"To add" ક્રિયાપદના પૂર્ણ વર્તમાનકાળનાં રૂપો

| | | |
|---|---|---|
| પહેલો પુ. | I have added | We have added |
| બીજો પુ. | Thou hast added | You have added |
| ત્રીજો પુ. | He has added | Thay have added |

"To add" ક્રિયાપદનો પૂર્ણ ભૂતકાળ.

| | | |
|---|---|---|
| પહેલો પુ. | I had added | We had added |
| બીજો પુ. | Thou hadst added | You had added |
| ત્રીજો પુ. | He had added | They had added |

---

## પ્રાયમરમાં આપેલાં અનિયમિત ક્રિયાપદોનાં ભૂતકાળ તથા ભૂતકૃદંતનાં રૂપ:—

| ક્રિયાપદ | ભૂતકાળ | ભૂતકૃદંત |
|---|---|---|
| Sit | Sat | Sat |
| Write | Wrote | Written |
| Stand | Stood | Stood |
| Be | Was | Been |
| See | Saw | Seen |

| | | |
|---|---|---|
| Do | Did | Done |
| Set | Set | Set |
| Put | Put | Put |
| Have | Had | Had |
| Hit | Hit | Hit |
| Shoot | Shot | Shot |
| Send | Sent | Sent |
| Throw | Threw | Thrown |
| Hide | Hid | Hidden |
| Lead | Led | Led |
| Read (રીડ) | Read (રેડ) | Read (રેડ) |
| Shut | Shut | Shut |
| Fall | Felt | Fallen |
| Make | Made | Made |
| Say | Said | Said |
| Find | Found | Found |
| Go | Went | Gone |
| Bite | Bit | Bitten |
| Come | Came | Came |
| Catch | Cought | Caught |
| Can | Could | Could |
| Shall | Should | Should |
| Will | Would | Would |
| Give | Gave | Given |
| Die | Died | Dead |
| Become | Became | Became |
| Ride | Rode | Ridden |

Published by
Chhotalal Maganlal Shah
Gandhi Road, Ahmedabad
And Printed by
Mulchandbhai Trikamlal Patel,
Suryaprakash Printing Press.
Pankore naka, Ahmedabad.